# જાદુઇ ઘોડો

કિમ્મત ૦-૨-૦

પ્રસિદ્ધ કરનાર,
મેશર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ
નાણાવટ, સુરત.

# જાદુઈ ઘોડો



કુંદનપુરમાં રાજા રૂપસિંહનું રાજ હતું. રાજાને ઘડપણ બેસી ગયું હતું. પોતાની અવસ્થા જોઈને રાજાને થયું કે હું જીવતાંજ કુંવરને રાજપાટ સોંપી દઉં તો કેવું સારૂં! આમ વિચાર કરીને રાજાએ જોષીને બોલાવ્યા. જોષીએ જોષ જોયા અને મુરત આપ્યું કે આજથી સાતમે દિવસે કુંવરને ગાદીએ બેસાડવાનો જોગ છે.

પુર આખામાં વાયુ વેગે વાત ફેલાઇ કે રાજાજી કુંવર કનકસિંહને ગાદીએ બેસાડે છે.

કુંવર કનકસિંહ તો કનકસિંહજ હતો. જેવું નામ એવાજ કુંવરના ગુણ હતા.

નગરજનો તો હરખઘેલા થઈ ગયા. શહેર આખાને શણગારવા મંડયા. નાકે નાકે ને ચૌટે ચૌટે, શેરીએ શેરીએ ને મહોલ્લે મહોલ્લે રેશમે મઢેલા ને ઝીકથી ભરેલા દરવાજાઓ નંખાયા, અને મોતીનાં તોરણો બંધાયાં. શોભા કરવામાં કાંઇ બાકી ન રાખી નગર આખું હરખના હીંડોળે ઝુલતું હતું.

ગામ પરગામ પણ વાત પહોંચી ગઈ કે રાજા રૂપસિંહ કુંવર કનકસિંહને ગાદીએ બેસાડે છે. પરગામથી પણ લોકો કુંદનપુરનો ઠાઠમાઠ જોવાને આવવા લાગ્યા.

કુંવરને ગાદીએ બેસાડવાને હવે ફક્ત ત્રણજ દિવસની વાર હતી. એવામાં એક પરદેશી કારીગર કુંદનપુરમાં આવ્યો. આવીને સીધો રાજસભામાં દાખલ થઇને પેલા કારીગરે તો રાજા રૂપસિંહના સિંહાસન પાસે સોનાનો એક મોર મૂકયો, ને સલામ ભરીને ઉભો રહ્યો.

સોનાનો એ મોર હતો. કારીગરી કરવામાં કાંઇ મણા નહોતી રાખી. સભા આખીએ એ મોર જોયો ને ચકિત થઇ. રાજા રૂપસિંહનું મન પણ એ મોર જોઇને મોહ્યું.

રાજા કારીગરને કહે, "વાહ? મોર તો ભલી ભાતનો બનાવ્યો છે ને શું!" કારીગર કહે, "મહારાજ એ મોરની ભાત જોવાની નથી પણ જાત જોવાની છે."

રાજા કહે, "બનાવટી મોરની તે વળી જાત કેમ જોવાતી હશે!"

કારીગર કહે, "મહારાજ આ મોર કલાકે કલાકે કળા કરે છે, ને ટહુકા પણ કરે છે."

રાજા કહે, "સાચી વાત?"

કારીગર કહે, "ખોટી હોય તો દીસે ડામ દેવડાવું."

આટલી વાત થાય છે ત્યાં તો રાજાની ડેલીનાં ચોઘડીઆં વાગ્યાં, ને સોનાનો મોર કળા કરી, ઠમ ઠમ નાચ્યો ને ટેહુક ટેહુક એમ ટહુકયો.

રાજા રૂપસિંહ તો મ્હોમાં આંગળીજ ઘાલી ગયા. સર્વ સભા પણ વિસ્મય પામી. રાજાએ એ મોર રાખી લીધો ને કારીગરને એક ગામ બક્ષિસમાં આપી દીધું.

કુંવરને ગાદીએ બેસાડવાને હવે ફક્ત બેજ દિવસની વાર હતી. નગરમાં નાચરંગ ને ગાનતાન ચાલી રહ્યાં છે. નગરની શોભા તો ઇંદ્રપુરી જેવી બની ગઇ છે.

રાજા રૂપસિંહ સભા ભરીને બેઠા છે. પોતાને જમણે પડખે કુંવર કનકસિંહ બેઠા છે. એવામાં બે બીજા પરદેશી કારીગરો રાજસભામાં દાખલ થયા. અને મુજરો કરીને, હાથ જોડીને ઉભા રહ્યા. રાજાએ પુછયું, "કોણ છો તમે બન્ને ?" એક કારીગરે જવાબ આપ્યો, "અમે બે કારીગરો છીએ અને કારીગીરીની વસ્તુ લઈને આવ્યા છીએ."

રાજા કહે " બતાવો જોઈએ તમારી કારીગીરી." તરતજ એક કારીગરે લોઢાની માછલી કાઢી ને રાજાના ચરણ પાસે મૂકી. રાજાએ માછલી હાથમાં

લીધી. દશશેર તો એનું વજન હતું. રાજા 'કહે "આવી માછલી બનાવી એમાં તમે શી કારીગરી કરી ? કોઇ પણ લુહાર આતો બનાવી શકે."

કારીગર કહે, "જો કોઇપણ લુહાર આવી માછલી બનાવી આપે તો આ મારાં કાંડાં કાપી આપવા તૈયાર છું."

રાજા કહે, "પણ આમાં તે છે શું ?"

કારીગર કહે, "મહારાજ આ લોઢાની માછલી પાણીમાં તરે છે."

રાજા કહે, "જુઠી વાત! આ દશ શેર વજનની માછલી પાણીમાં તરે."

કારીગર કહે, 'લાવો પાણી ને કરો પારખું."

તરતજ પાણીની ભરેલી એક મોટી પવાલી મંગાવી ને એમાં માછલી મૂકી તો ખરેખર માછલી તરવા લાગી.

રાજા વિસ્મય પામી ગયા ને ખુશ થઈને કારીગરને એક ગામ ઇનામમાં આપી દીધું.

પછી રાજાજી બીજા કારીગરને કહે, "બોલો તમે શી કારીગરી કરી લાવ્યા છો?" બીજો કારીગર કહે, "મહારાજ, મારી કારીગરીની વસ્તુ બહાર ચોગાનમાં

પડી છે. અહીં તે લાવી શકાય એમ નથી.” રાજા કહે, “પણ એની કાંઈક વાતતો કરો.”

કારીગર કહે “મહારાજ, વાત કર્યે સમજ પડે એમ નથી છતાં એટલું કહું છું કે તે એક લાકડાનો પંખાળો ઘોડો છે. એ ઊડણ ઘોડે બેસીને હઝારો ગાઉની સફર એક કલાકમાં કરાય છે. રાજા કહે, “લાકડાનો ઘોડો અને તે પણ વળી ઊડણ ઘોડો! તમારી વાત છેકજ ગલત લાગે છે.”

કુંવર કનકસિંહ કહે, “પિતાજી આપણે એ ઘોડો જોવો તો જોઈએ.”

કુંવરની મરજી જોઈને રાજાએ ઘોડો જોવાની હા પાડી. આખી રાજસભા ચોગાનમાં ગોઠવાઈ ગઈ. પેલો કારીગર પોતાના ઘોડા પાસે ઉભો છે. ઘોડો આબેહુબ ઘોડોજ હતો. પણ “લાકડાનો ઘોડો ચાલેજ નહિ તો પછી ઊડે તે કેવીજ રીતે?”—એમ સૌ કોઈ વિચાર કરી રહ્યા છે, ત્યાંતો કુંવર કનકસિંહ કહે, “પિતાજી આજ્ઞા આપો તો હું એ ઘોડે ચઢીને પારખું કરૂં.”

રાજાએ હા પાડી એટલે કુંવર લાકડાના ઘોડા પાસે ગયો ને કૂદકો મારી ઘોડા ઉપર બેસી ગયો.

કુંવર લગામ ખેંચે છે પણ ઘોડો એક ડગલુંય ખસતો નથી. સર્વે સભા હસી પડી. ત્યારે કારીગરે

કુંવરના કાનમાં કહ્યું, "ઘોડો ચલાવવોજ હોય તો એના જમણા કાનની અંદર ચાંપ છે તે દાબો, ને ડાબા કાનની ચાંપ દબાવશો એટલે થોભશે. ઘોડાને ફેરવવો હશે તો ફેરવી શકશો. ઉડવુંજ હોય તો પકડી રાખજો લગામ."

કુંવરે એ શબ્દ સાંભળ્યા કે તરતજ જમણા કાનની ચાંપ દબાવી. ચાંપ દબાવતાં વારને ઘોડો ખર્રર ખટ કરતો આકાશમાં ઉડયો. રાજા ને સભાજનો આંખ ફાડીને જોઇજ રહ્યા છે. "એ જાય, એ જાય એમ સૌ બોલતાં આકાશ તરફ જોઇજ રહ્યાં છે.

એમ કરતાં કુંવર દેખાતો બંધ થયો. કલાક વીત્યો, બે કલાક વીત્યા, ત્રણ કલાક વીત્યા, મધ્યાહ્ન થયો તોય કુંવર પાછો આવતો દેખાતો નથી.

હવે તો રાજાને ચટપટી થવા લાગી, "કુંવર પાછો કયારે આવશે? આવશે કે નહિં આવે?"

બપોરના બે વાગ્યા તોય કુંવરની કાંઇ ભાળ મળતી નથી. આકાશ સામે જોઇ જોઇને પણ આંખે અંધારાં આવવા લાગ્યાં, પણ કુંવર પાછો આવતો દેખાતો નથી તે નથીજ દેખાતો.

કુંવર તો ઊડયોજ જાય છે. આથમણી દિશામાં ઊડણ ઘોડો ચાલ્યો જાય છે. પાંચ કલાક વીતવા આવ્યા પણ કુંવરને વખત જતો દેખાતોજ નથી.

સૂર્ય દેવ તો ત્યાંનો ત્યાંજ આકાશમાં દેખાય છે. કુંવરના મનથી તો હજી સવારના નવજ વાગ્યા છે.

કુંવરને ઊડણ ઘોડે બેસીને ઊડવાની ભારે ગમ્મત આવી છે. આમતેમ જોતો જાય છે, સમુદ્રો વટાવતો જાય છે, આકાશી વાદળાઓમાં નહાતો જાય છે; અને કુંવરના હૈયામાં હરખ સમાતો નથી. પણ આ બાજુ કુંદનપુરમાં કકલાણ મચી રહ્યું છે. રાજા રૂપસિંહના જીવમાં જીવ નથી રહ્યો. નગરજનો બધા ચુપચાપ ઉદાસ બની ગયા છે. બધાનો હરખ ઉડી ગયો છે.

"હવે કુંવર પાછા ક્યારે આવે!"—એજ ચિંતા સર્વ કોઇના મુખ ઉપર છવાઈ ગઈ છે. હરખને સ્થાને શોક છવાઈ ગયો. દિવસ મટીને રાત પડવા આવી. સૂર્યદેવે તેજનાં કિરણો સંકેલી લીધાં, અને રાજાના પેટમાં ફાળ પડી. "નક્કી, મેં મારો કુંવર ગુમાવ્યો."—એમજ રાજાને મન વસી ગયું અને એને પેલા કારીગર ઉપર કાળ ચઢયો. રાજાએ તો ક્રોધમાં હુકમ ફરમાવી દીધો કે "ઊડણ ઘોડાના બનાવનાર કારીગરને અંધારા ભોંયરામાં ગોંધી દો."

આ હુકમ છુટયો કે તરતજ પેલા કારીગર ને તો હાથકડી નાંખીને ભોંયરામાં કેદ કરી દીધો.

નગર આખું શુમશામ થઈ ગયું. કુંવર તે પાવડી ઉપર ઉડતો હોય, એમજ અનુભવે છે. એન

પેટનું તો પાણીય હાલતું નથી. વખત જતો પણ દેખાતો નથી. એના મનથી તો નવજ વાગ્યા છે સૂરજ ત્યાંનો ત્યાં આકાશમાં દેખાય છે.

કુંવરને ઉડણ ઘોડે ચઢયાને દશેક કલાક થવા આવ્યા હશે ત્યારે કુંવરને થયું કે "આ શું ?" ક્યારનો હું ઉડું છું છતાં સૂરજ તો ત્યાંનો ત્યાંજ દેખાય છે. આ ઘોડો ચાલે છે કે સ્થિર ઉભો છે ! અરે ! પણ મેં અનેક દેશો જોયા, સમુદ્રો જોયા, પર્વતો જોયા, નદીઓ જોઈ, નગરો જોયાં, એ બધું ત્યારે ક્યાંથી દેખાયું ? મને ઘોડા પર ચઢયાને વખત ઘણો થયો લાગે છે. લાવ હવે પાછો વળું અને કુંદનપુર પહોંચી જાઉં." આમ વિચાર કરીને કુંવરે લગામ ખેંચીને ઘોડો ફેરવ્યો. આથમણી દિશાએથી ઉગમણી દિશાએ કુંવરે ઘોડાને ચલાવ્યો. ત્યાં તો સૂર્ય દેવ પણ આકાશમાં ચઢવા લાગ્યા. હવે કુંવરને ખાત્રી થઈ કે આથમણી દિશાએ ઘોડો દોડતો હતો ત્યારે સૂર્યદેવની ઝડપથીજ ઘોડો ઉડતો હતો; એટલે સૂર્ય ત્યાંનો ત્યાંજ દેખાતો હતો. પણ હવે જ્યારે ઉગમણી દિશાએ ઘોડો હંકાર્યો ત્યારે તો ઝપાટાભેર સૂર્ય આકાશમાં ચઢવા લાગ્યો. ત્રણેક કલાક ઉગમણી દિશામાં ચાલ્યાને થયા હશે ત્યાં તો દિવસ આથમ્યો કુંવરે જોયું તો કુંદનપુર તો બહુ દૂર રહ્યું હતું. કુંવરને

થયું કે "અરેરે! હું તો બહુ દૂર નીકળી ગયો લાગું છું ને શું? પિતાજી મારી રાહ જોતા, હશે ને મારીજ ઝંખના કરતા હશે. હવે જલદી કેમ પહોંચાય! અંધારૂં પણ થવા આવ્યું; અને રાતમાં ને રાતમાં ઘોડો હંકાર્યો રાખીશ તો વળી કયાંનો કયાં નીકળી જઈશ."

આમ વિચાર કરે છે ત્યાં તો ઘોર અંધકાર છવાઈ ગયો. દૂર દૂર એક દીવો બળતો કુંવરે દીઠો. કુંવરે એ દીવાની નિશાનીએ ઘોડો મારી મૂક્યો. થોડીવાર થઈ ને કુંવર દીવાવાળા ઘર પાસે આવી પહોંચ્યો, ને જુએ છે તો મોટો મહેલ હતો. કુંવરે ઘોડાના ડાબા કાનની ચાંપ દબાવીને ઘોડાને ધીરે રહીને એ મહેલની ઉપલી અગાસીએ ઉતાર્યો.

કુંવરને પણ ભૂખતરસ કકડીને લાગ્યાં હતાં. મહેલમાં સૌ જંપી ગયાં છે, એમ કુંવરને લાગ્યું એટલે ધીમે પગલે કુંવર અગાસીમાંથી માળમાં ઉતર્યો. આખો માળ શાંત હતો. દીવો બળતો હતો; કુંવરે બધે ફાંફાં માર્યાં પણ ન મળ્યું અન્ન કે ન મળ્યું પાણી. કુંવર વળી એક માળ નીચે ઉતર્યો; અને ત્યાં જોયું તો તરસ છીપે કે ભૂખ મટે એવું કાંઈ ન મળ્યું. વળી કુંવર બીજો એક માળ નીચે ઉતર્યો ને એને ઝીણું રુદન થતું સંભળાયું.

"અરે! આ ખાલી જણાતા મહેલમાં કોણ ડુસકાં ભરીને રડી રહ્યું હશે.?" કુંવર ભૂખ તદ્દન ભૂલી ગયો. અને લાગલોજ નીચે ના માળમાં ઉતર્યો ત્યાં જઈને જુએ છે તો કોઈ એક કુંવરી ચોધાર આંસુએ ધીમે ધીમે રડી રહી હતી.

કુંવર તો હબકીને ઉભો રહ્યો. પેલી કુંવરી તો બેભાન જેવી રડયા કરે છે.

કુંવર કનકસિંહ કુંવરીને પળવાર જોઈજ રહ્યો. કુંવરી રૂપરૂપનો ભંડાર હતી; કાળાનાગ જેવો છુટી ગએલો તેનો ચોટલો હતો; ડબક ડબક મોતી જેવાં આંસુડાં ગાલ ઉપર થઈને ખોળો ભીંજવતાં હતાં. જમણો હાથ લમણે ધરી ને ડાબો ભોંયે ટેકવી આરસની પુતળી જેવી રાજકુંવરી ઝીણે સ્વરે વિલાપ કરી રહી હતી.

કુંવર કનકસિંહ પણ પુતળાની પેઠે ઉભોજ રહ્યો. પણ કુંવરીના વધતાં જતાં રૂદનથી એનું કાળજું કકળ્યું ને કુંવર બે ડગલાં આગળ આવ્યો.

ઉંઘમાંથી જાગે તેમ તુરત કુંવરી બેઠી થઈ ગઈ. આમ સામે નજર કરે તો કામદેવ જેવા કુંવરને જોયો; કુંવરીની આંખો નીચી ઢળી ગઈ; આંસુઓ સુકાઈ ગયાં; ગાલે લાલાશ આવી.

કુંવર હીંમત લાવી બોલ્યો, "કુંવરી હું ચોર નથી; મારાથી ગભરાશો નહિ." પણ કુંવરી ઉત્તર આપતી નથી. ફરી કુંવરે કહ્યું, "હું ચોર નથી; રખે મારાથી ડરતાં."

કુંવરીએ કશો ઉત્તર ન આપ્યો. ફરી કુંવરે કહ્યું "હું ચોર નથી છતાં તમે ગભરાતાં હો તો આ હું ચાલ્યો જાઉં."

કુંવરીના હોઠ ફરક્યા; શબ્દ ગળે આવીને પાછા ગયા. ફરી કુંવરે કહ્યું. કુંવરી લજવાઈ ગઈ અને લજામણીની માફક સંકોચાઈ ગઈ અને નીચે બેસી ગઈ; એનાથી ઉભું ના રહેવાયું; એની આંખમાં આંસુ ભરાયાં.

કુંવર કનકસિંહે આંસુ જોયાં; એ કુંવરીની પાસે બેઠો અને બોલ્યો "માફ કરો; હું ચોર છું તો, તમે પણ ચોર બન્યાં છો. પણ કહેશો આ રડવાનું કારણ?"

કુંવરીએ માથું કુટયું; કુંવરે હાથ ઝાલી રાખ્યા.

કુંવરે આતુર અવાજે કહ્યું, "આમ માથાં કુટવાનું કારણ મને ના કહો?"

કુંવરી રડતી રડતી કહે, "હું શું કહું! મારૂં કરમજ ફુટયું છે."

કુંવર કહે " તો તો મારૂં કરમ પણ ફુટેલુંજ છે."

કુંવરી કહે, "ના, ના, તમારામાં ને મારામા ઘણો ફેર છે."

કુંવર કહે, "ના; તમે ને હું બંને સરખાંજ છીએ."

કુંવરી કહે, "કેવી રીતે ?"

કુંવર કહે, "તમેય ચોર અને હુંય ચોર."

કુંવરી કહે, "એ વાતથી તો મને વિશેષ દુઃખ થાય છે."

કુંવર કહે, "કેવી રીતે."

કુંવરી કહે, "મારી કથા તમને કહીને શાને દુઃખી કરૂં. તમે સુખી છો તે સુખી રહો."

કુંવર કહે, "હું સુખી છું તો તમને પણ સુખીજ રાખવાં છે."

કુંવરી કહે, "એ નહિ બને; એ વાતમાં તમને રસ નહિ પડે."

કુંવર કહે, "ચોરને ચોરની વાતમાં રસ પડેજ."
કુંવરી કહે, "પણ આ મારી વાતમાં નહિ પડે"
કુંવર કહે, "આવી વાત જવાદો. મને એ બધી વાત કહેવીજ પડશે અને નહિ કહો તો હું માનીશ કે તમને મારા પર ભરોસો નથી."

કુંવરીએ જાણ્યું કે હવે આ કુંવરને વાત નહિ કરૂં તો બીજા કોને કરીશ. કુંવરની પણ હઠ ઘણી હતી. આખરે કુંવરીએ કહ્યું, "હું રાજકુંવરીજ છું

પરંતુ મારાં માતપિતા મારા વિવાહ એક અણગમતા રાજા સાથે કરવા માગે છે, અને એથીજ મને આ એકાંત મહેલમાં એકલી પુરી છે. હું એને નહિંજ પરણવાની. અરે ? બીજા કોઈને નહિ પરણું; પરણું તો એક......

કુંવરીથી વાકય પૂરૂં ન બોલાયું. ગાલે શરમના શેરડા પડયા.

કુંવર કહે, "રાજકુંવરી હવે તો તમારૂં દુઃખ તે ખરૂં દુઃખ."

કુંવરી કહે, "તમે તો જે માર્ગે આવ્યા તે માર્ગે ચાલ્યા જાઓ. સવાર પડશે ને મારો બાપ આ વાત જાણશે તો આપણા બંનેનું મોતજ આવશે. મારે તો મરવુંજ છે પણ તમે તો આ ઘડીએજ ચાલ્યા જાઓ."

કુંવર કહે, "રાજકુંવરી ! તું મને કયાંથી પીછાને? હું કુંદનપુરનો પાટવી કુંવર છું. અહીંથી તને સાથે લીધા વિના એક ડગલું પણ ભરવાનો નથી."

કુંવરી કહે, "સાથે આવવાની મારી ના નથી પણ એમ કરવામાં તમને ભય છે."

કુંવર કહે, "ભયને હું જાણતોજ નથી."

કુંવરી કહે, "મારો બાપ બહુ ખારીલો છે. એ આપણી પાછળ પડશે ને શોધ્યા વિના રહેશે નહિ."

કુંવર કહે, "તું હજી મને ઓળખતી નથી, મને કોઇની પરવા નથી. હું કોઇથી ડરતો નથી."

કુંવરી કહે, " તમે શાણા થઈને મારૂં કહ્યું માનો હોં ! હું તમને કરગરીને કહું છું કે આ મહેલ છોડીને તમે ચાલ્યા જાઓ. અરે પણ તમે અહીં આવ્યા કેવી રીતે ?"

કુંવર કહે, "કેવી રીતે કેમ ?"

કુંવરી કહે, "બહાર તો પાકો પહેરો બેસાડયો છે!"

કુંવર કહે, "સાત પહેરા ભલે બેસાડયા હોય !"

કુંવરી કહે, "અરે, સાંભળો, સાંભળો, આ ધબકારા શેના સંભળાય છે ?"

કુંવર કહે, "હું તો કશું સાંભળતો નથી."

કુંવરી કહે, "ના જુઓ સાંભળો."

કુંવર કહે, "હા, કંઈક સંભળાય છે, માણસોનો પગરવ લાગે છે."

ત્યાં તો ધબા......ક, ધ...બ, ધબા...ક, કુચ કરતા સો સૈનિકો કુંવરીના મહેલ આસપાસ ઘેરો ઘાલીને ગોઠવાઈ ગયા.

" હાય ! પહેરગીરોએ તમે આવ્યાની વાત જાણીને મારા બાપને ખબર કરી; 'તેથીજ આ સિપાઈઓ આવ્યા.''–કુંવરીનો શ્વાસ ભરાઈ ગયો.

" ગભરાઈશ મા; ગભરાઈશ મા, સો તો શું પણ લાખ સિપાઈઓ ભલે આવે."—કુંવરે દિલાસો આપતાં કુંવરીને પાસે લીધી.

બન્ને એકબીજાનો હાથ પકડીને ઉભાં રહ્યાં છે. ત્યાં તો મહેલનું બારણું કડકડાટ કરતું તુટયું.

કુંવર એકદમ ચેત્યો. કુંવરી તો એકદમ ચમકી ઉઠી. પણ કુંવર કુંવરીને ઉંચકીને અગાસીએ પહોંચી ગયો.

પોતાનો ઊડણુ ઘોડો તૈયાર ઉભો હતો. કુંવરીને બેસણીએ બેસાડીને કુંવરે જમણા કાનની કળ દબાવી; અને ઘોડો, ખરરર ખર કરતો આકાશમાં ઉડયો. કુંવરે ઉગમણી દિશાએ ઘોડો હંકાર્યો.

કલાકેક થયો ત્યાં તો સુરજ મહારાજનાં દર્શન થયાં. ઊડણુ ઘોડો તો આકાશમાર્ગે ચાલી રહ્યો છે.

કુંવરી કુંવરને કહે છે, "તમારો દેશ તે કેટલેક દૂર છે?"

કુંવર કહે, "રાજકુંવરી, તને મારી જોડે આવતાં પસ્તાવો તો નથી થતોને? મારો દેશ હજી બહુ દૂર છે. કંચન જેવી ભૂમિ આવે ત્યારે જાણજે કે મારો દેશ આવ્યો.

કુંવરી કહે, "અત્યારે તો આપણે રણમાં ચાલી રહ્યાં છીએ."

કુંવર કહે, "હા, હજી તો સમુદ્ર વટાવવા પડશે. તું અકળાઇશ નહિ. આજ રાત સુધીમાં મારે કુંદનપુર પહોંચ્યા વિના ચાલે તેમ નથી."

કુંવરી કહે, "એનું શું કારણ?"

કુંવર કહે, "આવતી કાલે તો મને રાજ્યપાટ સોંપાવાનું છે."

કુંવરી કહે, " ત્યારે તમે એ અરસામાં ક્યાંથી આટલે બધે દૂર નીકળી આવ્યા?"

કુંવર કહે, "મારૂં સદ્‌ભાગ્ય મને ઘસડી લાવ્યું."

કુંવરી કહે, ના, તમારૂં નહિ. મારૂં સદ્‌ભાગ્ય."

કુંવર કહે, "ના, આપણા બંનેનું."

કુંવરી કહે, "ખરૂં, પણ તમે આજ રાત સુધીમાં તમારે દેશ નહિં પહોંચો તો?"

કુંવર કહે. "તો તો ખોટું થાય. મારાં માતપિતા ઝૂરી ઝૂરીને મરે."

કુંવરી કહે, "તમે કોઇ ને કહીને નથી નીકળ્યા."

કુંવર કહે, "ના."

આમ વાતચીત થતી જાય છે ત્યાં તો દિવસ આથમવા લાગ્યો. કુંવરીએ નીચે નજર કરી તો લીલી કુંજ જેવી ભૂમિકા દેખાઈ. એનાથી બોલી દેવાયું. "આવ્યો, આવ્યો, તમારો દેશ."

કુંવરે પણ નીચે જોયું તો ખરેજ કુંદનપુરનું રાજ્ય આવી લાગ્યું હતું. કુંવરે ઘોડો ચાંપ દાબીને હાંકર્યો.

આ બાજુ દિવસ આથમ્યો ને બીજી બાજુ કુંવર રાજગઢના ચોગાનમાં ખરરર ખટ કરતો ઉતર્યો.

રાજા રૂપસિંહ ને રાણી મેનાવતી, કુંવર કનકસિંહનીજ ઝંખના કરતાં ઉભાં હતાં. ગરજનો

પણ એજ ચોગાનમાં પુતળાની પેઠે કુવરની રાહ જોતાં ઊભાં હતાં.

કુંવરનો ઘોડો ઉતર્યો ને રાજારાણીના જીવમાં જીવ આવ્યો. બંને જણાં દોડીને કુંવરને ભેટી પડ્યાં. નગરજનોએ પણ હર્ષનાદ કર્યો.

રાજમાતા ચકિત થઈને કુંવરને પુછે છે કે, "આ બીજું કોણ છે ?"

કુંવરે શરમાતાં શરમાતાં ઉત્તર આપ્યો, "માતાજી, એ રાજકુંવરી, તમારા ભાગ્યશાળી પુત્રની પત્ની છે."

માતાએ રાજકુંવરીનાં ઓવારણાં લીધાં. રાજકુંવરી સાસુના પગમાં પડી. સાસુએ આશિષ આપી કુંવરીને બેઠી કરી.

ગામ આખામાં વાત ફેલાઈ ગઈ કે કુંવર કનકસિંહ અપ્સરા જેવી રાજકુંવરીને પરણી લાવ્યા છે. લોકોને હરખ પણ માતો નથી. ઘેરઘેર દીપાવળી પ્રગટી. રાત હતી છતાં પણ દિવસ ઉગ્યો હોય એમ ગામ આખું ઝગારા મારી રહ્યું.

બીજા દિવસની સવાર પડી. રૂપસિંહે રાજસભા ભરી. આજે કુંવરને ગાદીએ બેસાડવાનું મુરત હતુ.

સભા ભરાઈ એટલે પ્રથમ તો રૂપસિંહ રાજાએ બંદીખાને નાખેલા પેલા ઊડણ ઘોડાના કારાગરને બોલાવ્યો. રાજસેવકો કારીગરને બેડી સાથે લઈ આવ્યા. રાજાએ બેડીઓ તોડી નંખાવી. કારીગરના

હાથમાં બે સોનાનાં કડાં પહેરાવ્યાં ને કીમતી પોશાક આપ્યો, અને તાંબાને પતરે લેખ કરી દશ ગામ સરપાવમાં આપ્યાં.

સભામાં જયજયકારનો અવાજ ગાજી રહ્યો.

ત્યાં તો કુંવરને ગાદીએ બેસાડવાનું મુરત આવ્યું. રાજગોરે રાજ્યાભિષેકની વિધિ કરી ને કુંવર કનકસિંહ કુંદનપુરના રાજા બન્યા.

તેજ દિવસે કુંવર કનકસિંહના લગ્નનું મુરત પણ નક્કી કરવામાં આવ્યું.

કુંવરના લગ્નમાં મહાલવાને માટે ગામ આખું ઉલટયું હતું. રાજગઢમાં માણસોની ઠઠ તો એવી જામી હતી કે થાળી નાંખી હોય તોય નીચે ન પડે.

ઘણા ઠાઠમાઠથી કુંવરનાં લગ્ન થયાં. રાજારાણીનાં હરખનો કાંઈ પાર રહ્યો નહિ. નગરજનોના આનંદની પણ અવધિ થઈ.

કુંવર કનકસિંહ રાજ ચલાવે છે, લોકો સુખી છે; આબાદ છે, રાજકુંવરી ભદ્રાવતી પણ કુંવરને લાયકજ મળી છે.

કનકસિંહ ને ભદ્રાવતી રાજપાટ ભોગવે છે. અમનચમન ઉડાવે છે, ને કુંદનપુરમાં સ્વર્ગનાં સુખ ઉતારે છે.

વાહ ! ધન્ય છે, કુંવર કનકસિંહને !

## સમાપ્ત

# કેળવણીખાતાએ મંજુર કરેલાં સસ્તં અને ઉપયોગી પુસ્તકો.

| | | |
|---|---|---|
| બાળવાર્તા વિષ્ણુવકૃત | ... | ...૦—૩— |
| ધર્મનીતિ બોધીની ભાગ પહેલો | | ...૦—૨— |
| આનંદધારા ભાગ પહેલો | ... | ...૦—૬— |
| ,, ભાગ બીજો | ... | ...૦—૭—૦ |
| ,, ભાગ ત્રીજો | ... | ...૦—૮—૬ |
| ,, ભાગ ચોથો | ... | ...૦—૯—૦ |
| (આ ચારે ભાગ સચિત્ર છે) | | |
| બાલ–પંચતંત્રની વાતો | .. | ...૦—૪—૦ |
| બાલ ભાગવત ... | .... | ...૦—૧૦— |
| સદુપદેશ ... ... | ... | ...૦—૧૦— |
| સતીમહીમા ... | ... | ...૦—૩— |

સોલ એજન્ટ:—

મેસર્સ કસનદાસ નારણદાસ એન્ડ સન્સ

ચૌટાબજાર–સુરત.